# ॥ प्रिया वियोग ॥

બારમાશી, આઠ વાર અને
પંદર તિથી

આવૃત્તિ ૨ જી

છપાવી પ્રસિદ્ધ કર્તા,
એક વિયોગી.

અમદાવાદ—'એંગ્લોવર્નાક્યુલર'
પ્રિન્ટિંગ પ્રેસ

સન ૧૮૯૦.—સંવત ૧૯૪૬

મુલ્ય ૬ પાઈ.

## દોહરો.

"ચાતક તૃષા મટાડવા,
પીયુનું કરે રટન.
કામી કામ સમાવવા.
પ્રીયાનું કરે સ્મરણ."

૪૨૩૯




# પ્રિયા વિરહ.

## પ્રિયા વિયોગી બારમાશી.

(રાગ—કાર્તિક મહિને અબળા કેહેછે કંથને) એ રાગ.

કાર્તિક મહિને કામનિનો વિયોગ થયો,
એ તો કહોને કેમ કરી સહેવાય જો;

જમવું પીવું સુવું મુજને ના ગમે,
પ્રિયા વિના તમે કહોને કેમ રહેવાય જો,
એ મહિને કેમ કરિયે કામ ઉપાસના. ૧
મારગમાં શોધુંછું માગશિર માસમાં,
મૃદુ વચાળી આવો મારી પાશ જો;
ઠામે ઠામ ફરૂંછું તેની શોધમાં,
નવ લાધેથી થયો અતિ ઉદાશ જો,
એ મહિને કેમ કરિએ કામ ઉપાસના. ૨
ઠંડ પીડે છે મુજને પોશજ માસમાં,
કાયા તો મુજ થર થર થર થર થાય જો,
પલંગમાં પ્રીયા જો તું મુજને મળે,
તો તો હુંફથી કદીએ ન કલ્લાય જો,
એ મહિને કેમ કરિએ કામ ઉપાસના. ૩
મહા મહિનો આવ્યો રે મુગ્ધા નવ મળી,

ઓછું થયું છે ટાઢતણું તો જોર જો;
કામ કોરે છે કાળજડું તો માહરૂં.
લઈને હાથે આમ્રતણો તો મોર જો,
એ મહિને કેમ કરિએ કામ ઉપાસના. ૪
વસંતની સાથે રે ફાગણુ આવીયો,
માર મારે છે પ્રીતે મુજને માર જો;
ક્રોધ સમાવો કામતણો કૃશોદરી,
દુઃખી થાય છે અતિ તારો ભરથાર જો,
એ મહિને કેમ કરિએ કામ ઉપાસના. ૫
ચૈતરમાં ચતુરા તું વહેલી આવજે,
નહી તો કરશે મન્મથ મારી ઘાત જો,
મન વશ કરીને રાત્રીએ હું તો પડું;
કેમે કરીને જાય ન મારી રાત જો,
એ મહિને કેમ કરિએ કામ ઉપાસના. ૬

ડોલર ચંપો ચંબેલીને શું કરૂં,
અત્તરની તો નથી આવતી વાસ જો,
પ્રિયે પ્રિયે મુખથી બોલતાં હું ફરૂં,
એમ કરીને ગાળ્યો વૈશાખ માસ જો,
એ મહિને કેમ કરિએ કામ ઉપાસના. ૭
જેઠ કેરી જોઈ અરે ગજગામિની,
યાદ આવે છે મુજને તારાં સ્તન જો;
આમ્ર ફળ ઘોળું છું જ્યારે હે પ્રિયા,
સ્તન જાણીને વાળું છું હું મન જો,
એ મહિને કેમ કરિએ કામ ઉપાસના. ૮
પંખી માળા ઘાલે છે રે અષાઢમાં,
તે જોઈને તું આવે છે યાદ જો;
ખુસ્શી પર આવું છું જ્યારે હે પ્રિયા,
અન્ય ખાલી જોઈ દિલમાં ઉઠે દાઝ જો;

એ મહિને કેમ કરિએ કામ ઉપાસના. ૯
શ્રાવણમાં ગૌરીપતિનું પૂજન કરી,
શંભુનાથને પ્રિતે કરી પ્રણામ જો,
માગું છું મુખથી હે ભોળાનાથજી;
પ્યારીથી શોભાવો મારૂં ધામ જો,
એ મહિને કેમ કરિએ કામ ઉપાસના. ૧૦
ભાદરવો ભરપૂર મેઘથી આવતો,
પ્રિયા વિજળી શોભે તેની પાસ જો;
ઝબકારા જોઈને મન્મથમોહીની,
મનડામાં તો મુકું છું નિશ્વાસ જો,
એ મહિને કેમ કરિએ કામ ઉપાસના. ૧૧
આશ્વિને માતાજી પાસે માગીયું.
મેળવોને શ્વશુર પુત્રીનો હાથ જો,
દીવાળીના દિવસ તો એળે જશે;
કોણ આવીને કહેશે પ્યારા નાથ જો ,

એ મહિને કેમ કરિએ કામ ઉપાસના.૧૨
અધિક માસમાં દુઃખ અધીકું થાય છે,
નથી સ્હેવાતો પ્રિયા હવે વિયોગ જો;
ગુલાબ પુષ્પ આપું છું સિંહોદરા,
અધરામૃત લેવાનો આપો જોગ જો,
એ મહિને કેમ કરિએ કામ ઉપાસના. ૧૩



# પ્રિયાવિયોગી સાત વાર.

(રાગ-ગુરૂ ગોવિંદના મહિનાનો.)

રવીએ વિયોગી કંથ મનમાં વિચારે રે;
પ્રિયા વિનાનું દુઃખી તન રહે શું આધારે રે. ૧
સોમે શિવનું કરી પુજન મુખથી માગું રે;
પ્યારીથી શોભાવો ભૂવન પાયે લાગું રે. ૨
ભૂમિ પુત્ર કરાવશે શુભ ધારી રહુછું રે;
પણ તે તો થયો અશુદ્ધ ગાળી દઉંછું રે. ૩
બુધે આવી લીધી મમ બુધ વિચારો થાયે રે;
પ્યારી જોવા તમારૂં મુખ દીલડું ચ્હાયે રે. ૪
ગુરૂએ તો થાયે વિચાર મનડાં માંહે રે;
જાઉં કરવા વ્યભિચાર દીલ શાંત થાયે રે. ૫
શુક્રે થયોછું બહુ અધિર નિદ્રા નવ આવે રે;

કામદેવતો પીરનો પીર અતિ મુંઝાવે રે. ૬
શનીએ ધરીને ધીર જાઉં હનુમાન રે;
વિનતી કરી થઈને અધિર ધરી તે ન કાન રે. ૭
રહું મનમાં હું મુંઝાઈ હવે ક્યાં જાઉં રે,
ગુણ લાભ બહુ થાશે નહીં હવે ઝેર ખાઉં રે. ૮



# પ્રિયાવિયોગી પંદર તીથિઓ.

## રાગ–સીતાજીના મહિનાનો.

પડવે પદ્મણી તારો વિયોગ સહન નવ થાયરે;
સુનો લાગે છે આરે પલંગ જોઈ જીવ જાય રે;
તમ વિના મારી પ્રિય પ્રાણુ નિદ્રા નવ આવેરે;
ચક્ષુથી વહે અશ્રુધાર મન્મથ મન મુંઝાવે રે;
પ્યારી બીજતણી તો રાત -હ્રદયને બહુ દમે:
મેવાની તો વિધ વિધ ભાત લેવી મુજને ના ગમે;
મૃગનયની તારાં નેણુ આવે બહુ યાદ રે;
પ્યારી આવો પંલગની માંહ્ય કહું કરી સાદ રે;
ત્રીજે ઉમેદ છે મનની માંહે કરવા સ્પર્શ હાથને,
પ્યારી આપો આવીને પ્રસંગ દુખ અતિ નાથને;
પ્યારી ગોરા ગાલને આજ ચુંબન કરવા આશરે;

તલ્પુ છું રે મુગ્ધા હું, જેમ ભ્રંગ કમળ વાસરે;
ચોથે વિચારો ગનડાં માંહે અતિશય થાય છે;
પ્યારી તું છે મારૂં ગુલાબ જીવ તલપાપડ થાય છે;
નીરવિનાતું જેવું મત્સ્ય કમળ વિના ભ્રંગરે;
જેમ પુષ્પ વિનાનું વૃક્ષ લાગે અડબંગ રે;
પાંચમે ધારૂં હું મન જીવું શું પ્રિયા વિના.
પોણણી વિના જેમ ચંદ્ર તમ હું તારી વિના;
પ્યારી તું છે મારો ચંદ્ર કમળા નાર તું.
તું તું તું મારી પ્રિયા હું તારો ભરથાર છું.
છઠે ધંધો ન સુઝે કાંઈ મન પ્રેમે ચકચુર રે,
હરવું ફરવું રે રૂચે નહિ થાયે નવાંકુર રે.
ભલપણનો ભંડાર તું ગમન તો વિચિત્ર રે;
વાક્ય શિતળતા શું રે કહું પ્યારી હે પવિત્ર રે,
સપ્તમીએ શીતળા માત કષ્ટ મમ કાપોને;
કરો શેવકને રળિયાત પ્યારી સુખ આપોને.

ઝંખું છું રાત ને દિન શુણો મોહનાંજ રે;
સુઝે નહિ પ્યારી વિના કાંઈ કામ કાજ રે;
આઠમે આપો અધર ચુંબન હાસ્ય વિનોદથી;
ઉદરોદરના સ્પર્શનો લા'વ લઉં હું પ્રમોદથી.
કોઈ બોલે પ્યારીનો ઉચ્ચાર નિસાસે પડું અરે;
આખે અંગે પ્યારી ભણકાર રૂવા બધાં થરથરે.
નોમે નવલા જોઈને ચીર -હૃદય ફાટી જાય છે;
સુનું જોઈને કામ ભુવંન મન મારૂં મુંઝાય છે.
નથી સહન થતો રે વિયોગ ભમુ ભૂલી ભાન રે;
બોલું પ્રિયા પ્રિયા મુખ વાણુ મનમાં એ ધ્યાનરે.
દશમે રે દશેરાની રાત કેમે નવ જાય રે,
મૂકું ઉંડા ઉંડા નિશ્વાસ તનમાં દુઃખ થાય રે.
સન્મુખે સુકોમળ સ્તન નિહાળવા રાચું રે;
જોબનવંતી તમારૂં વદન જોવાને જાચું રે;
એકાદશી રે તણો અપવાસ થયો અગ્નિ ઝાળરે,

કામ ને ક્ષુધાની ઝાળ થઈ વિકાળ રે,
મનડું માંહેથી કટકા થાય બળું હું માંય રે;
ફીકું વદન પડે ઉડે રંગ થાયે હાય હાય રે;
બારસે હું વિચારૂં મન કરૂં વિષપાન હું.
પણ પાપની વિચારી બીક ધારી ધૈર્ય હું રહું,
પ્રિય પ્રેમ કાંટે ટરડાઇ બનું બહુ દુઃખી રે;
પ્રિયા મેળાપ હવે જો થાય, થઈ બેસું સૂખી રે.
મૃગનયની તેરસે અધિક પીડે છે અનંગ રે;
જંપાશે રે તે ઝાળ થાશે જ્યારે સંગરે.
ટાણે સુપર્વે રહું શોક સાહી સ્ત્રી ભાળી વિહ્વળ બનું,
પ્રિયા પીવાને અધરામૃત મન તલસે છે ઘણું,
ચૌદશે ચિંતા થાયે મંન મળ્યાં નહી પ્યારીરે.
જઈ પલંગે બેઠો હું મનમાં ગયો હારીરે.
હવે શું કરૂં થાઉં પતંન પ્યારી પ્યારી ઉચરી.
હાય હાય નથી બીજો પંથ અમુઝણ આકરી.

પ્રિયા પૂનેમનો જોઈ ચંદ્ર આવે મુખ યાદ રે,
જોઈ લાન્છન તે તણી માય થાયે દુઃખ અથાગરે.
આધિ ટળેને વ્યાધિ ટળે પ્યારી ભેટથી અહો.
રસબસ બનો મુંખ ન્યાળિને સુખમાં રે તમે રહો.
અમાસે થયો રે અધિર હવે શું થાશે રે.
આજે નહિં મળો જો પ્રિય પ્રાણ જરૂરજીવ જાશેરે:
કાળજડું કપાઈ જાય શુ? શું શું હું રે ભણું.
**ગુલાબ** જાણે સારીરે રીતે દુઃખ આવા દુઃખીતણું.



